ઓપે ઓપે ઉતરીયું ઉરમાંહે, બાજુ રતન જડાઉ ભુજપર
બાંધીયાજી; માણુ૦
સુંદર વરની શોભા કહી નવ જાયે,* માનનિયું જોવાને નેણુ
શર સાંધીયાજી. માણુ૦ ૩
રાજે રાજે કડાં કરમાં અનુપ, આંગળીયે વેઢ વીંટી અતિ
કસબે ઘડીજી; માણુ૦
પ્રેમાનંદ કહે ચરણે સુખરૂપ,† રતને જડેલ પેહેરી મોજડીજી. માણુ૦ ૪

## પદ ૨૨૮૧ મું

નિરખી નિરખી શામળિયો શિરદાર, લોચનિયાં લોભાણુ
મુખને મરકલડેજી; માણુરાજ૦ ટે
કરી કરી નેહ વારમવાર, ચીતડાં ચોર્યાં છે નેણુને ફરકલેજી. માણુ૦ ૧
દીસે દીસે અજબ અંગ મરોડ, તરુણાઇની છટા સુખ નવ
જાયે કહીજી; માણુ૦
આણી આણી અતિ મન કોડ, ત્રિભુવનની શોભા આવી
ઉદય થઇજી. માણુ૦ ૨
પામ્યા પામ્યા કોટિ કંદર્પ લાજ, રાજેન્દ્ર રસિક વરનું
રૂપ જોઇજી; માણુ૦
ભૂલી ભૂલી ઘરનારે કાજ, ડોલરિયો જોઇને વ્રજવિનતા મોહીજી. માણુ૦ ૩
શોભે શોભે શ્રીહરિ પૂરણચંદ, મતિમંદ મતવાદી નિરખી
નવ શકેજી; માણુ૦
બલહારી બલહારી પ્રેમાનંદ, નાયજીને જોવા જન મન
અતિ ટકેજી. માણુ૦ ૪

## પદ ૨૨૮૨ મું

લાગ્યો લાગ્યો નટવરથી નેહ, માણીગર જોઇને જનમ સુફલ
થયોજી; માણુરાજ૦ ટેક

---

* "શોભા શોભા સુંદર કહી નવ જાયે" "શોભા શોભા વરની કહી નવ જાયે" પાઠાન્તરો ગાય છે. † "કહે કહે પ્રેમાનંદ ચરણે સુખરૂપ" પાઠાન્તર છે.

રસ્યા વરસ્યા આનંદકેરા મેહ, મોહન વર મળતાં અતિ
ઘણો રંગ રહ્યોજી. માણા૦ ૧
સરીયાં સરીયાં સરવે મારાં કાજ, કેસરીયા વર સાથે
સગપણ કીધલાંજી; માણા૦
વરીયા વરીયા વર રાજાધિરાજ, મળતાં ને મનગમતાં
સુખડાં લીધલાંજી. માણા૦ ૨
ભાંગી ભાંગી મારી સરવે ભુખ, ઘણારે દિવસ દુઃખડાં વેઠીયાંજી: માણા૦
પામી પામી હવે અવિચલ સુખ, પરમ પુરુષ હરિવર ભેટીયાજી. માણા૦ ૩
પૂજ્યા પૂજ્યા મેંતો પૂરણબ્રહ્મ, અનેક જનમના પુન્ય ઉદે
થયાજી; માણા૦
પ્રેમાનંદ કહે મોટો છે મરમ,* દુરિજનિયાં ન જાણે જાયે
ભવમાં વહ્યાંજી. માણા૦ ૪

## પદ ૨૨૮૩ મું-રાગ સોલા

વહાલી લાગે મૂરતિ તમારી હો માવ;
છેલારે સુંદર નટવર નાવ; વહાલી૦ ટેક.
ઓરા આવો નેણા ભરી જોવું હો નાથ;
ભેટુંરે ભૂધરજી ભરી બાથ. વહાલી૦ ૧
નિરખું હું ચરણ કમળની હો જોડ;
વારી જાઉં ઘણારે દિવસના કોડ. વહાલી૦ ૨
ઉર્ધ્વરેખા પ્યારા મારું ચોરે ચીત;
વાધીરે જોવા પૂરણ પ્રીત. વહાલી૦ ૩
જમણારે અંગોઠાના નખમાં હો ચિહ્ન;
જોવારે જીવન થઈ છું હું દીન. વહાલી૦ ૪
પાની પિંડી ઘુંટણ ને સાથળ હો શ્યામ;
પ્રેમાનંદ કે' શ્યામ કટિ સુખધામ. વહાલી૦ ૫

---

* 'મોટા મોટા પ્રેમાનંદ છે મરમ' પાઠાન્તર થાય છે.

## પદ ૨૨૮૪ મું

જોયા જેવું રૂપ તમારું હો રાજ;
ધા છીજી ઘણેરે દહાડે મળ્યા આજ. જોયા૦
ભી નીતમ ઉંડી છે હો ગોળ અનુપ;
દરમાંહી ત્રિવળી સુંદર રસ રૂપ. જોયા૦ ૧
પડતી છે છાતી તમારી હો માવ;
ાપનરિ ચિહ્ન જોવા ઘણેરે ભાવ. જોયા૦ ૨
ાતીમાંહે જમણી કોરે હો લગાર;
ડા ચાર તીલની એક હાર. જોયા૦ ૩
રિકર સમ છે ભુજા હો ઉદાર;
હિરે છાપ ચિહ્ન સુખસાર. જોયા૦ ૪
મ્રુ કંઠ ચિબુક અધર હો પ્રવાલ;
ેમાનંદ નાસિકા જોઇને નિહાલ. જોયા૦ ૫

## પદ ૨૨૮૫ મું

ડા લાગે રાજીવ હો લોચન શ્યામ;
ારી જાઉં વદન ઉપર કોટિ કામ. રુડા૦ ટેક૦
મણે એક કપોલે હો તીલ સુખદેણ;
નરખું હો ગોળ કપોલ દિનરેણ. રુડા૦ ૧
ડું એક વામ શ્રવણમાં હો બિંદુ;
ામેર જાણીયે ચિહ્ન સહિત ઇંદુ. રુડા૦ ૨
ભ્રકુટિ છે કામતણી હો કબાણ;
વારું હો વારણે મારા આણ. રુડા૦ ૩
કીધું કાજું તિલક કેશરનું હો ભાલ;
ભાળી ભાળીરે વાધે ઘણું વહાલ. રુડા૦ ૪
લલાટમાં રેખા રુડી જોયા હો લાગ;
પ્રેમાનંદના . મનમાં ખુંતીરે પાઘ. રુડા૦ ૫

## પદ ૨૨૮૬ મું

માણીગર માણકીના હો અસવાર;
કેસર રે વાઘલીપર બહુ પ્યાર. માણી૦ ટેક.
રાજેશ્વર રૂડારે હો ધર્મકુમાર;
ડોલરિયા હો હૈડાનારે હાર. માણી૦ ૧
શોભે માથે મોતીડાના તુરારે જડાવ;
જામા પેહેર્યા જરકસિયા હો સાવ. માણી૦ ૨
ડોલરિયોજી દીસેરે હો જોબનપૂર,
સુંદર વર શોભાનારે સુર. માણી૦ ૩
કોડીલાને કોડે કોડે જુવે હો જન;
વારી ફેરી નાંખે તન મન ધન. માણી૦ ૪
આભૂષણુ અંગોઅંગમાંરે અપાર;
પ્રેમાનંદ જાયે વારણે વાર વાર. માણી૦ ૫


પહેલો ભાગ
સમાપ્ત

# પદોની અનુક્રમણિકા



અ

આ

ઈ

## ઓ

## ખ



## ગ

જ

થ

## પ

ફ

ભ

## વ

## સ